ાક્ષપત્રિકામાંથી

# બ્રાહ્મણ શું છે?

તથા 'શું આ દેશ

# બ્રાહ્મણદેશ છે?'

---

ખક અને પ્રકાશકઃ—રામશંકર મોનજી ભટ્ટ,
ઠે. મોક્ષમંદિર—અમદાવાદ.

અમદાવાદઃ—શ્રી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં,
પરીખ સુરેશચંદ્ર પોપટલાલે છાપ્યું.

---

આવૃત્તિ ૧લી. પ્રત ૪૦૦૦

સંવત ૧૯૯૭. ઇ. સ. ૧૯૪૧

કીંમત છપાઇ પોસ્ટેજ નવપાઇ

મોક્ષપત્રિકા—આ મોક્ષપત્રિકાનો નમુનો છે. વાંચીને રાજી થાઓ; અને વિશેષ જાણુવાની ઇચ્છા થાય; તો 'મોક્ષપત્રિકા' નામનું માસીક મંગાવો. લવાજમ માત્ર ૨-૩-૦ છે. પત્ર લખવાની જરૂર નથી. ૨-૩-૦ નો મનીઓર્ડર કરી દેવો. કુંપનમાં નામ ઠામ, સારા અક્ષરથી જણાવવાં. વરસ મહાથી બદલાય છે. પણ ગમે ત્યારે ગ્રાહક થઇ શકાય છે. પાછલા તમામ અંકો અપાય છે. આ કોઇ ન્યુસપેપર નથી. સત્સંગ ગંગાની સેર છે. અહીં થતી કથા તમારે ઘેર સંભળાય; એવી આ ગોઠવણુ છે. વાંચવા વિચારવા જેવી વસ્તુ છે.

તંત્રી.

**વ્હાલાં ભાઇઓ અને બ્હેનો !**

૧. પાયા વિના દીવાલો ચણાય નહીં. [૨] માથા વિનાનું શરીર, ઓળખાય નહીં. રસ વિનાનાં જીવન, સુકાં રહે; એમ જો સમજતાં હો; તો આ વાત સાંભળો–[૧] માણુસ જન્મે છે; મોટું થાય છે; અને મરે છે; પણ તેના પાયામાં બ્રાહ્મણ નથી; તેથી તે પશુ માફક જન્મે છે–મોટો થાય છે અને પશુ માફકજ-હાય! હાય! કરતો મરે છે. સુખ શાંતિમાં, માણુસની માફક સંતોષથી, તે મરતો નથી. પચીસ પચાસ વરસ ટકાવવા, બાંધેલાં મકાનના પાયાની દરકાર રખાય છે; અને પરમાત્મા સુધી પહોંચી શકાય, એવો ઉત્તમ માનવ દેહ પામીને, તેના પાયા મજબૂત કરવા, લગીર પણ દરકાર ન રખાય; તે ઓછું અજ્ઞાન નથી. નિશાળોમાં ભણેલા જ્ઞાનને, જ્ઞાન કહેતાં હો; મુક્તિનું સાધન માનતા હો–તો પ્રલ્હાદને પુછી જુઓ. ભાગવતના સાતમા સ્કંધમાં પ્રલ્હાદે બાળકોને કરેલો બોધ સાંભળશો; તો તમારાં વિદ્યાનાં ઘમંડ, તૂટીફૂટી જશે. તે ઘમંડ દેખાશે પણ નહીં.

હવે બીજી વાત કરૂં—બીજી વાત એવી છે કે-માથા વિનાનું શરીર ઓળખાય નહીં. પ્રજાનું માથું, બ્રાહ્મણ છે.

અત્યારે ભારતની પ્રજાનું માથું ખોવાઇ ગયું છે. ભારતની પ્રજાને અત્યારે જોતાં, એમ થાય કે-રૂડા પોશાકમાં શણગારેલાં, આ લોકો કોણ છે? હજારો વરસથી આમ સડી રહ્યાં છે; પણ હજી બેઠા થવાની તાકાદ નથી. ભણીને કાંઈ શીખ્યા હોય; તો બકવાદ કરતાં, વિશેષ કાંઈ નહીં. હુલડ વિગેરે તોફાનોમાં, પોતાની સ્ત્રીઓની પણ રક્ષા ન કરી શકે; એવા જુવાન પાકયા છે. તેને મરદ બનાવનાર, બ્રાહ્મણ ગુરૂ છે. સંસાર બગીચે સંસાર માળી નથી. તેનો લગીર પણ અફસોસ થાય છે !

હવે ત્રીજી વાત કરૂં—ત્રીજી વાત એવી છે કે–'રસ વિનાનાં જીવન સુકાં રહે. ચારે તરફ નજર કરી જુઓ ! છે કયાંઈ જીવનરસ. મોટરમાં બેસીને ફરે છે; તે પણ ફડકે બળી રહ્યા છે. મોટા હોદ્દા ઉપર, આડંબરથી બીરાજે છે; પણ 'માર્યો કે મારશે' એવો ભય, તેને માથે તોળાઈ રહ્યો હોય છે. ડાહી વહુ તેને ઘીમાં જબોળીને, રોટલીઓ આપે છે; પણ આ સુકું માણુસ, માત્ર બે ત્રણ રોટલી ખાઈ શકે છે. વળી અનેક આફતથી ઘેરાએલાં, અનેક લોકો, આપઘાત કરી નાંખે છે. તેને 'ગભરાઈશ નહીં; 'હું અહીં ઉભો છઉં.' એમ કહેનાર નથી. વિધવાઓને એક આફતમાંથી ઉગા-

રવા, અને બીજી આફતમાં ઉતરવાની ભલામણ થાય છે; પણ– 'માનવના અવતારમાં, ઇંદ્રનું સુખ પણ, તરખલા જેવું છે;' એમ કહેનાર કોઈ નથી. સ્ત્રી પુત્રાદિના દુઃખની ભઠ્ઠીમાં શેકાતા, વિદ્વાન્–અધિકારી–કે ધનવાન્, ઉંડે ખૂણે જઇને રડે છે; પણ ક્યાં જવું? અને શું કરવું? તે બતાવનાર કોઇ નથી. તાત્પર્ય–જીવનરસ વિનાનાં સુકાં માનવીઓમાં, જીવન રસ પૂરનાર બ્રાહ્મણ નથી.

આપમાંના ઘણાં, બ્રાહ્મણોથી કંટાળ્યાં છો. તે વાત મારા જાણવા બહાર નથી. પણ ઘર બાંધનારે માટી પત્થરથી કંટાળવું; કામ ન આવે. ગમે એવા દરવાજા હોય; પણ સાંકળ ન હોય; તો દરવાજા નકામા છે. દરેક દેશમાં, બ્રાહ્મણો, અગર બ્રાહ્મણો જેવા ધર્મ પાળનારા–પાદરીયો, ફકીરો, ઓલીયા, દરવાજાની સાંકળ જેવા છે. સાંકળ સમાજને નિયમમાં રાખનાર છે. જેમ મ્યુનીસીપાલીટી વિના, કચરાના ઢગલા, જ્યાં ત્યાં ગંધાય; તેમ બ્રાહ્મણો વિના, માનસીક કચરાના ઢગલા, જ્યાં ત્યાં ગંધાય છે. વૈદ ડોકટરો પાસે સાકરનાં કે ગોળનાં પડીકાં નથી; પણ કડવી દવાઓ છે. કડવી દવા ગમતી નથી; પણ તે સુખકર હોવાથી, પીવી પડે છે. તેમ બ્રાહ્મણ ગમતા નથી; તોપણ તેમનો સમાગમ,

સુખકર હોવાથી; સન્માન કરવા લાયક છે. જે બ્રાહ્મણ છે; છતાં બ્રાહ્મણના ધર્મમાં નથી, તેઓની ભલામણ તો, હું નજ કરૂં; પણ જે કાંઈક બ્રાહ્મણ છે; તેમની આ ભલામણ છે. આ વાત સમજવા માટે, દશમસ્કંધના અ. ૭૪માં, પાંડવોને ત્યાં થએલા રાજસૂય યજ્ઞનો પ્રસંગ છે. તે સમયે ત્યાં અનેક બ્રાહ્મણો આવ્યા છે. તેની ટિકા, મોક્ષપત્રિકા પુસ્તક ૧૪ માં ૨૫૮૯ મે પાને છે. ત્યાં 'બ્રાહ્મણદેશ'ના મથાળાથી, આ ટિકા શરૂ કરી છે. તે પ્રેમથી સાંભળો—

**બ્રાહ્મણદેશ**—જરા શાંતિથી વિચારો, તો ભરતખંડ બ્રાહ્મણદેશ છે. ભરતખંડને ગામે ગામે બ્રાહ્મણ વસે છે; અને બ્રાહ્મણની આજ્ઞા પ્રમાણે, ક્ષત્રિયો, વૈશ્યો અને શૂદ્રો વર્તે છે. વળી ક્ષત્રિઓ અને વૈશ્યો, ઉપનયનના અધિકારી, અને બ્રાહ્મણના જેવા ધર્મ પાળનારા છે.

આગળ ૩૭મા શ્લોકમાં, 'બ્રહ્મવર્ચસમ્ હિત્વા' વિગેરે શબ્દોથી, શિશુપાળ કહે છે કે—'શ્રીકૃષ્ણે બ્રહ્મતેજનો ત્યાગ કરી, સમુદ્રમાં (દ્વારકામાં) વાસ કર્યો.' એટલે ક્ષત્રિઓ અને વૈશ્યો પાસે પણ, બ્રહ્મતેજ હતું.

શવરી, ધર્મવ્યાધ, ગુણીકા આદિ શૂદ્રો પણ, બ્રાહ્મણોને આશરે રહેતાં હતાં.

શ્રીકૃષ્ણ ગીતામાં કહે છે કે–'ચાતુરવર્ણ્ય સંસાર, મેં સૃજ્યો છે.' ભારતનો સંસાર–ઇતિહાસ–અનુભવ–કહે છે કે–'પ્રજાદેહનું બ્રાહ્મણ મસ્તક છે; ક્ષત્રિયો બાહુ છે; વૈશ્ય ઉરૂ છે; અને શૂદ્ર પગ છે.' મસ્તક વિનાનું ધડ, જેમ ઓળખાય નહીં; તેમ, બ્રાહ્મણ વિનાના હિંદુઓ, ઓળખાય નહીં. સંસાર કહે છે કે–'ભારતનો વિદ્યાકોશાધ્યક્ષ બ્રાહ્મણ છે. વર્ણમાત્રનો ગુરૂ બ્રાહ્મણ છે. વસિષ્ઠે અને વિશ્વામિત્રે શ્રીરામને તૈયાર કર્યા. પાંડવોને દ્રોણાચાર્યે, શ્રીકૃષ્ણને સાંદિપીનીએ, કર્ણને પરશુ-રામે, ચંદ્રગુપ્તને ચાણાક્યે–વિગેરે. બ્રાહ્મણોનાં ગુરૂકુળો અસ્ત થયાં; તે સાથે ભારતનાં સુખ–સન્માન, અસ્ત થયાં. જ્યાં સુધી બ્રાહ્મણ ગુરૂ હતા; ત્યાંસુધી ભારતનું કુરૂક્ષેત્ર, ધર્મક્ષેત્ર હતું; ત્યાંસુધી ભારતનું ધનુષ્ય, ધર્મવરણું હતું; ભારતનો ક્ષત્રિય, સંયમશાળી હતો; ભારતનો વૈશ્ય, સત્યનિષ્ટ હતો. ભારતનો શૂદ્ર, સેવાભાવી હતો. ભારતની રાજસભાઓમાં, ઋષિવર પધારતા; ત્યારે રાજરાજેંદ્રો સિંહાસન ખાલી કરી, ઋષિવરને સોંપતા; અને પોતે સેવામાં ઉભા રહેતા.' ઇતિહાસ કહે છે કે–'ભારતમાં ચક્રવર્તી રાજાઓ હતા; પણ ચક્રવર્તી-ઓના ચક્રવર્તી, ઋષિવરો હતા. લક્ષ્મી, વૈભવ, મુગટ અને સિંહાસન કરતાં; તપ, વૈરાગ્ય, વિદ્યા અને ધર્મ, ભારતને

ઇતિહાસે, વધારે પૂજાતાં હતાં. બાળકો પણ ભણે છે કે–'રાજા પોતાના દેશમાં પૂજાય; અને વિદ્વાન્ બ્રાહ્મણ, સર્વત્ર પૂજાય.' તક્ષક નાગને આજ્ઞા કરનાર, શમીક ઋષિનો બાળક હતો.' તાત્પર્ય–ભારત બ્રાહ્મણદેશ છે. ઉપનિષદ્‌માં રાજા અશ્વપતિ કહે છે કે–' તેના રાજમાં કોઈ ચોર નહોતો; તેમ કોઈ દુઃખી નહોતું.'

જ્યાં કારખાનાં ઘણાં, Factoryઓની ધમાધમ, machinaryના ધડધડાટ, ટપા–ટપ, ટપા–ટપ, અને વેપારની હરિફાઈ–તે વૈશ્ય દેશ છે. ( દધીચી ઋષિએ જ્યાં વાસ કર્યો હતો; એવું સાબરમતીને કાંઠે વસેલું અમદાવાદ, બ્રાહ્મણનગર મટીને, વૈશ્યનગર બનતું જાય છે. )

ઇસ્વીસનના ૭ મા સૈકામાં, એક બૌધધર્મી યાત્રાળુ, ભરતખંડમાં આવ્યો હતો. તેનું નામ 'હ્યુંએનસંગ' હતું. આખા ભરતખંડમાં મુસાફરી કર્યા પછી, તેણે નોંધ કરી હતી કે–' Among the various castes, and clans of the country, the Brahmans are the purest and the most esteemed. So from their excellent reputations, the name

'Brahman-country' has come to be popular, all over the world.'

(ભાવાર્થ—દેશમાં ઘણી નાતો અને વર્ણો છે-તેમાં બ્રાહ્મણો, ઘણાજ પવિત્ર અને માનપાત્ર છે. બ્રાહ્મણોની ઉત્તમ કીર્તિને લીધે, પૃથ્વી ઉપરના દેશોમાં, આ દેશ 'બ્રાહ્મણદેશ' કહેવાય છે. )

મૌર્ય દરબારમાં (પટણામાં), આવેલો ગ્રીક એલચી, મેગેસ્થીનીસ કહે છે કે-The Brahmins have the greatest prestige. (દેશમાં બ્રાહ્મણોનું માન ઘણું છે.)

ઇ. સ. પૂર્વે ૩૨૭ માં મહાન સિકંદર હિંદમાં આવ્યો; ત્યારે તેના ઇતિહાસ લખનારાએ, અને પછી ઇ. સ. ૯૦૦માં આરબ મુસાફર **અલબરૂ**ને, અને પછી ઇ. સ. ૧૨૫૦ માં, યુરોપી મુસાફર મારકો પોલોએ, પોતપોતાના ગ્રન્થોમાં, બ્રાહ્મણસંસ્કૃતિનાં વખાણ કર્યાં છે.

ભારતના પ્રાચીન ગ્રન્થોનાં ભાષાંતર, જ્યાં જ્યાં થયાં; અને તેનાં પાન, જેઓએ પ્રેમથી કર્યાં; તેઓએ ભારતના બ્રાહ્મણોની બહુ પ્રશંસા કરી. અંગ્રેજો, અમેરિકનો, પોર્ટુ-ગીજો, ફ્રેંચો, જર્મનો અને એવા બીજાએ, ભારતના હસ્ત-લીખીત ગ્રન્થોનો અભ્યાસ કર્યો. લીસ્બનના પોર્ટુગીજ

પુસ્તકાલયમાં, હિંદના સાઠહજાર હસ્તલીખીત ગ્રન્થો છે. ભારતનાં Epic માં મહાભારત, અને રામાયણ છે. જર્મનોએ હાલમાં સંસ્કૃત ભાષાને ફરજીયાત કરી છે.

ભારતે પીરામીડ કે ઇફલ ટાવર બાંધ્યા નથી; વરાળ કે વીજળીની શોધ કરી નથી; આગગાડી, આગબોટ, એરોપ્લેઇન, ફોનોગ્રાફ વિગેરે નવીન શોધો, ભારતમાં થઈ નથી. પણ–રામ અને વસિષ્ઠ, વિશ્વામિત્ર, અને ભરદ્વાજ, યાજ્ઞવલ્કય, જનક અને અજાતશત્રુ; શ્રીકૃષ્ણ, ગૌતમબુદ્ધ અને મહાવીર વિગેરે એ, આત્મતત્ત્વની શોધ કરી છે. તેથી આ ભારત, સંતોની જન્મભૂમિ ગણાય છે. સીતા, શાકુંતલા, દમયંતી, ગાર્ગી, દ્રૌપદી, મેનાવતી, અનસૂયા, અરૂંધતી વિગેરે સ્ત્રીરત્નો પણ, બ્રાહ્મણસંસ્કૃતિનાં ફળ છે. ગીતા, ઉપનિષદો, બ્રહ્મસૂત્રાદિ સદ્ગ્રન્થો, બ્રાહ્મણોના પ્રસાદી ગ્રન્થો છે. જ્ઞાન, તપ, સત્ય, સંયમ અને વૈરાગ્ય, ભારતનાં છે. અશોકદેવે, પાટલીપુત્રમાંથી, બૌદ્ધ સાધુઓને મોકલીને, ચીન, જાપાન, લંકા, સીરીયા, ગ્રીસ વિગેરે ઠેકાણે, બ્રાહ્મણસંસ્કૃતિનાં બીજ વાવ્યાં તે ફાલ્યાં; અને જગતે જોયાં. ભરતખંડના દિગ્વિ- જયો, બ્રાહ્મણવર્ણો હતા. કાળીદાસ, ભવભૂતિ, માઘ, ભારવિ વિગેરે બ્રાહ્મણ પંડિતો પછી, અન્ય વર્ણના અનેક વિદ્વાનો;

સંસારમાં આવ્યા; પણ હજી નવો રઘુવંશ, નવું ઉત્તરરામ-ચરિત્ર, નવો નૈષધ કે નવું કિરાતાર્જુન બનાવી શક્યા નથી. તાત્પર્ય–બ્રાહ્મણ સરસ્વતી દેવીના, પહેલા ખોળાના પુત્રો છે. તેથી જગતમાં આ દેશ 'બ્રાહ્મણદેશ' કહેવાય છે. કેટલાએક સમજ્યે ન સમજ્યે, અગર મશ્કરીમાં પણ, સાચુંજ કહે છે કે–' India eats religion, drinks religion, lives religion વિગેરે.' ( હિંદુસ્તાન ધર્મને ખાય છે; ધર્મને પીએ છે; અને ધર્મ પાળીનેજ જીવે છે. ) જેમ સારી દવા, રગેરગમાં પ્રસરી જાય; તેમ બ્રાહ્મણોનાં જીવનકાર્ય, તેમની વિદ્યા, અને તેમના ઉપદેશ, પ્રજાની રગેરગમાં રમતાં હતાં.

વિવાહ વિધિઓમાં 'બ્રાહ્મવિવાહ' (નિઃસ્વાર્થ કન્યા-દાન) સૌથી ઉત્તમ ગણાય છે. (જે બ્રાહ્મણો જરા જેટલો પણ કન્યાવિક્રય કરે છે; તે બ્રાહ્મણો નથી.)

તાત્પર્ય—ભારતને સંસારે, સદા બ્રાહ્મણત્વ પૂજાયું છે.

શ્રીરામાયણમાં રામ બોલ્યા છે કે–( મોક્ષવાણી પાનુ ૬૯. )

**ચોપાઈ**—પુણ્ય એક જગમેં નહીં દૂજા,<br>
મનક્રમ બચન વિપ્રપદ પૂજા;

સાનુકૂલ તેહિપર સબ દેવા,
જો તજી કપટ કરે દ્વિજસેવા.

શ્રીરામે કબંધને તો, એમ કહ્યું હતું કે-(મોક્ષવાણી પાનુ ૩૫ A.)

**ચોપાઈ**—શાપત તાડત પુરૂપ કહંતા,
વિપ્ર પૂજ્ય અસ ગાવહિ સંતા;
પૂજિય વિપ્ર શીલગુણહીના,
નહિજ શૂદ્ર ગુણ જ્ઞાન પ્રવીના.
સુનુ ગંધર્વ કહેઉં મેં તોહી;
મોહી ન સોહાહી બ્રહ્મકુલ દ્રોહી.

શ્રીમદ્ ભાગવતમાં પણ જ્યાં ત્યાં 'બ્રાહ્મણ મારૂં સ્વરૂપ છે-બ્રાહ્મણ હુંરૂપ છે.' એમ પ્રભુ વારંવાર બોલ્યા છે.

ભારતનો ઇતિહાસ તપાસીએ; તોપણ ખાત્રી થશે કે-આ દેશ બ્રાહ્મણદેશ છે. વસ્તુને સમજવા માટે, ઇતિહાસના ત્રણ ખંડ કરવા પડશે.

પ્રથમ ખંડ ઇ. સ. ૧૧૯૩ પૂર્વનો. આ પ્રાચીનયુગ. બીજો ખંડ ઇ. સ. ૧૧૯૩ થી ૧૭૬૧. આ ખંડનું નામ ઈસ્લામયુગ. ત્રીજો ખંડ ઇ. સ. ૧૭૬૧ થી, આ અર્વાચીનયુગ.

**પ્રાચીનયુગ**—વેદોની સંહિતાઓ, વેદોનાં ભાષ્ય, આરણ્યકો, ઉપનીષદો, ગીતા, ગ્રહસૂત્રો, બ્રહ્મસૂત્રો, ષટ્દર્શનો,

વિગેરે અનેક ગ્રન્થો, બ્રાહ્મણો ભણી ભણાવી રહ્યા હતા. સ્મૃતિઓ અને પુરાણો, રામાયણ, મહાભારત, શકુંતલા, રઘુવંશ અને ઉત્તરરામચરિત્ર, નૈષધ અને માઘ વિગેરે પંચ કાવ્યા, મેઘદૂત જેવું ખંડ કાવ્ય, કાદંબરી જેવી મહાકથા, વિગેરે ગ્રન્થો, જગતને આપનારા કાળીદાસ, ભવભૂતિ, ભારવિ, માઘ, વિગેરે વિદ્યારસીક બ્રાહ્મણો હતા. બૌદ્ધો અને જૈનો બ્રાહ્મણોના ગ્રન્થોમાંથી ધનાઢય થયા છે.

હરિશ્ચંદ્ર, જનક, ભીષ્મ, ધર્મરાજ યુધિષ્ઠિર બુદ્ધદેવ, મહાવીર પ્રભુ, વિગેરે, જે ઇતિહાસે ઝળકયા–શોભ્યા; તે બ્રાહ્મણસંસ્કૃતિનાં ફળ છે. ભારતને શીખરે શીખરે તીરથ, અને સંગમે સંગમે મંદિર. એની તળેટીએ તળેટીએ તપોવન, તે બ્રાહ્મણસંસ્કૃતિની શોભા છે. કાશ્મીર દેશ અત્યારે સૌંદર્ય માટે પૂજાય છે; તે ત્યારે શારદા માટે પણ પૂજાતો હતો. તેની માલીની તીરે કણ્વાશ્રમ હતો. ક્ષાપ્રા તીરે સાંદીપની મુનીનો મોટો આશ્રમ હતો. જ્યાં કૃષ્ણ બળદેવ ભણ્યા હતા. દંડકારણ્યમાં અગત્સ્ય ઋષિએ, પોતાનો ઝુંડો ફરકાવ્યો હતો. નર્મદા કાંઠે ભૃગુ આદિ મહાત્માઓ, અને મંડન પંડિત જેવા, કર્મકાંડિઓ વસતા હતા. તે ઉપરાંત ગંગા કાંઠે કાશીનગરી, વિદ્યા, સાહિત્ય અને ધર્મનું કેંદ્રસ્થાન બની બેઠું હતું. શ્રી ગૌતમબુદ્ધ, શ્રી શંકરાચાર્ય, શ્રી

રામાનુજાચાર્ય, શ્રી વલ્લભાચાર્ય, આદિ અનેક પ્રખર વિદ્વાનોએ, કાશીરૂપી પુલપીટ (સ્ટેજ-સિંહાસન) ઉપરચડીને, ભારતને, પોતાના વિચારો આપ્યા હતા. વગર ટપાલે અને વગર તારે-માત્ર માનસીક આંદોલનોથી-આ વિચાર ભારતમાં ફેલાવ્યા હતા. ઉજ્જનમાં વીર વીક્રમ, રાજા ભોજ, ભર્તૃહરિ અને કાળીદાસ, બ્રાહ્મણસંસ્કૃતિનાં અમોલાં રત્ન હતાં. ઉત્તરમાં ગંગોત્રી, જમનોત્રી, બદ્રીનારાયણ અને કેદારેશ્વર, આકાશની સાથે વાતો કરતો, અને હીમથી છવાએલો હિમાલય, માનસરોવર વિગેરે પવિત્ર તીર્થો, બ્રાહ્મણસંસ્કૃતિનાં નિવૃત્તિસ્થાન છે. દક્ષિણમાં શિવકાંચી, વિષ્ણુકાંચી, રામેશ્વર વિગેરે તીર્થો, પ્રાચીન ભારતના ગૌરવરૂપ છે. પશ્ચિમમાં દ્વારકા, અને પૂર્વમાં જગન્નાથપુરી પણ, બ્રાહ્મણદેશની સરહદરૂપે છે. પ્રાચીનયુગમાં વિદ્યા, તપ અને વૈરાગ્ય, પૂજાતાં હતાં. સન્યાસ દંડ, રાજદંડથી, વધુ વંદનીય હતો. તેથીજ હ્યુએનસંગે, ભારતને Brahman Country (બ્રાહ્મણદેશ) કહ્યો જણાય છે. તે વખતે વિદ્યાદાન ફરજીયાત નહોતું; તોપણ સૌ, રાજી થઇને ભણતાં હતાં. તે વખતે વિદ્યાદાનની અમુક ફી નહોતી; પણ અમોલું હતું. રાજાઓ અને ધનવાનો, ગુરૂદક્ષિણામાં, ગુરૂને ગામ આપતા હતા; અને ગરીબ શિષ્યો, માત્ર આશીર્વાદ આપતા હતા. શ્રીકૃષ્ણે

ગુરૂદક્ષિણામાં, ગુરૂના મુવેલા પુત્રો આણી આપ્યા હતા. એક નાનકડા મગધમાં, ચાર વિદ્યાપીઠ હતી; જ્યાં બુદ્ધ અને મહાવીર પાક્યા. તક્ષશાલાનું અને નાલંદાનું વિશ્વવિદ્યાલય બ્રાહ્મણોએ શણગાર્યું હતું.

'ઑક્સફર્ડ હીસ્ટ્રી ઑફ ઇંડિયા' નામનો ગ્રન્થ કહે છે કે–The numerous Brahmins and Buddhist Saints, served the purpose of schools × × and so produced a higher, general percentage of education, amongst the population, than that, existing at present.' (બ્રાહ્મણો અને બૌદ્ધ સાધુઓ, જ્યાં ત્યાં મહેતાજીનું કામ કરતા હતા. અને તેથી અત્યારે છે; તેના કરતાં વિદ્યાનો પ્રચાર વધારે થતો હતો.) પહેલાં ઠેકઠેકાણે બ્રાહ્મણોજ મહેતાજી હતા. નિશાળો તેમને ઘેર હતી. ઘણાજ થોડા ખર્ચે, વિદ્યાનો પ્રચાર થતો હતો; અને બાળકો વિનયી–સાદા અને સરલ પાકતા હતા. ઇ. સ. ૧૧૯૩ માં, પૃથુરાજ ચૌહાણે દિલ્હી ખોઈ.

## ઈસ્લામ યુગ.

ભારતનો મધ્ય યુગ, ઇસ્લામયુગ હતો. ઈ. સ. ૧૧૯૩ થી ૧૭૬૧. ઇસ્લામના સર્વોત્તમ શહેનશાહો, ઓલીઆઓને શરણે રહેતા હતા. અકબરશાહ પરમહંસોથી

વિંટાએલો, નાનકડો પરમહંસ હતો. સર્વ ધર્મ સમન્વય કરવાનો, તેને ભારે શોખ હતો. તેણે અજમેરની યાત્રા, પગે ચાલીને કરી હતી. દારા, ફૈજી, અબુલ ફજલ, બ્રાહ્મણ-સંસ્કૃતિના ઉપાસક હતા. બાદશાહ ઔરંગજેબ ધર્માંધ હતો; તોપણ અરધો ફકીર જેવો હતો. રાજા અલ્તમશ ટોપીઓ શીવીને, પોતાનો ગુજારો કરતો હતો.

રાણો સંગ, રાણો પ્રતાપ, અને શીવાજી મહારાજ, ઇસ્લામ યુગનાં રત્નો છે. મેવાડના મહારાણા આજે પણ, રાજા નથી; પણ એકલિંગીના દીવાન છે. ઉદેપુર ઉપર એકલિંગીનો ભગવો ઝુંડો ફરકે છે. શીવાજી મહારાજ પણ, રામદાસ સ્વામીને શરણે રહેતા હતા. સિંહગઢને શીખરે, ભગવો ઝુંડો ફરકતો હતો. હજાર વરસે એક પાકે, એવા તાનસેનજી, જગન્નાથ પંડિત, નાનક અને કબીર, ઇસ્લામ યુગમાં પાકયા હતા. તાનસેનના ગુરૂ, વૈષ્ણવ મહારાજ હરિદાસજી હતા.

ઇસ્લામ યુગમાં ગુરૂ ગોવિંદસિંહે ભાત પાડી હતી. સંયુક્ત પ્રાંતોમાં સુરદાસ, તુલસીદાસ વિગેરે વૈષ્ણવ ભક્તરાજોના સંતસમાજ હતાં. શ્રીરામાનુજ, મધ્વાચાર્ય, નિબંકાચાર્ય, શ્રીરામાનંદ, શ્રીવલ્લભાચાર્ય વિગેરે સંત બ્રાહ્મણો, સુકાતી બ્રાહ્મણસંસ્કૃતિને, લીલી રાખવા, દોડયા આવ્યા હતા.

બંગાળામાં થયા ‘જયદેવ’ અને ‘ચૈતન્ય મહાપ્રભુજી.’ ‘હરિબોલ’ ના ભણકારા, આજ સુધી સંભળાય છે. મેવાડના ગોખમાંથી મીરાંએ ટૌકા કર્યા; અને ગીરનારની ગુફામાંથી, નરસિંહ મહેતાએ, સંતસમાજને પડકાર કર્યો. બોડાણો, અખો, ભોજો, ધનો અને ધીરો, બ્રાહ્મણના ઉપાસક હતા. વિજયનગરના મંત્રી સાયણાચાર્ય, અને પંચદશીવાળા વિદ્યારણ્યસ્વામી, મહારાષ્ટ્રમાં તુકારામ વિગેરે ભક્તો. મેવાડની વીરાંગનાઓને, રાણકદેવીને, જસમાને, અને એવી બીજી સતી સ્ત્રીયોને, શીયળનો પાઠ ભણાવનારા, બ્રાહ્મણો હતા. ડોલતી પેશ્વાઇ અર્ધી બ્રાહ્મણવર્ણી હતી; અને અરધી ક્ષાત્રવરણી હતી. રાજસ્થાનમાં પેશ્વાની સેના ઘુમતી હતી. મેવાડ જીત્યું. તહનામા કાજે રાજસભા મળી. રાણોજી સ્વયં સભાપતિ હતા. મેવાડ વીજેતા બ્રાહ્મણ સેનાપતિને, કયું યોગ્ય સભાસ્થાન આપવું? તે બાબત થોડીવાર ચર્ચા થઇ. ‘તે તો બ્રાહ્મણ છે, અને ક્ષત્રિયોને પૂજ્ય છે;’ એવો નિર્ણય થતાં, બ્રાહ્મણ સેનાપતિને, રાણાજીએ પોતાની પડખે બેસાડયો. ઇતિહાસ ઉચ્ચારે છે કે—સીંધીયા અને હોલ્કર, ગાયકવાડ અને ભાંસલે, અને પેશ્વાઇ વંશ,આખા હીંદમાં ફરી વળ્યો હતો; તોપણ તે બ્રાહ્મણોને નમતા હતા. ઇ. સ. ૧૧૯૩

માં ક્ષત્રિઓએ દીલ્હી ખોઇ. ઇ.સ. ૧૭૫૮માં ઘડીકને માટે, દીલ્હી સર થઇ. ઇ. સ. ૧૭૬૧ માં, પાણીપતના મેદાનમાં, ખેલાએલા છેલ્લા રણુજંગમાં, વીરોએ વીરત્વના સાથીઆ પુર્યાં; તે પણ બ્રાહ્મણો હતા. આગ્રાના તાજમહેલ, અને વસ્તુપાળતેજપાળનાં, આબુનાં મંદીરો; વિશ્વકર્માની કારીગરીની, ઝાંખી ઝાંખી રેખાઓ છે. રજપૂતોને રણવિદ્યા શીખવનાર, અને કડીયા, સુતાર વિગેરે કારીગરોને, કારીગરી શીખવનાર, બ્રાહ્મણ ગુરૂ હતા. ઇસ્લામ યુગમાં, મુસલમાનોએ, ઘણા બ્રાહ્મણોને વટલાવી દીધા હતા; તોપણ હજી બ્રાહ્મણો ગામેગામ છે; અને હજી બ્રાહ્મણોના ગ્રન્થો પુષ્કળ છે. તે બ્રાહ્મણોનાં મૂળનું ઉંડાણ સૂચવે છે. વાડો તૂટી ગઇ છે; વેલા સૂકાય છે; તોપણ હજી મૂળ કાંઇક લીલાં છે. પાણી સીંચાય; તો તુરત ફાલે.

## ત્રીજા યુગની વાતો.

અંગ્રેજોએ ધીમે ધીમે, હિંદમાં પગ દઢ કર્યો. ન્યાય, કાયદો અને વ્યવસ્થાનો પ્રકાશ, પ્રદીપ્ત કર્યો. તપી ગએલા ભારતને, શાંતિના પવનની લ્હેરો આવવા લાગી. ભારતમાં યુગ પલટો થયો; એમ સૌ કોઈ કહેવા લાગ્યા.

કવિ દલપતરામ, તો એમ બોલ્યા છે-કે—

'જુલ્મી રાજાની જડ ઉખડી, નાદીર સરખા પામ્યા નાશ;
એ ઉપકાર ગણી ઈશ્વરનો, હરખ હવે તું હિંદુસ્તાન.
એક બીચારી બકરીનો પણ, કોઇ ન જાતાં પકડે કાન;
એ ઉપકાર ગણી ઈશ્વરનો, હરખ હવે તું હિંદુસ્તાન.'

ઇ. સ. ૧૮૦૦ માં છેલ્લો બ્રાહ્મણમુત્સદી નાના ફડનવીસ મરણ પામ્યો. ઇ. સ. ૧૮૧૮ માં, બ્રાહ્મણવંશની પેશ્વાઈ અસ્ત પામી. તેની સાથે, મધ્યકાળની બ્રાહ્મણત્વની જાહોજલાલી આથમી. તે પછીનું બ્રાહ્મણત્વ, તે આ નવીન બ્રાહ્મણત્વ છે. ઇ. સ. ૧૮૩૦ માં રાજા રામમોહનરાયે, કલકત્તામાં બ્રાહ્મસમાજ સ્થાપ્યો. સતી થવાનો ચાલ બંધ કરાવ્યો. મહર્ષિ દેવેન્દ્ર, અને કેશવચંદ્રસેન, ધર્મના નવા વિચારો લઇને આવ્યા. મુંબઇમાં કરસનદાસ મુળજી વિગેરે; અમદાવાદમાં મહીપતરામ રૂપરામ વિગેરે; સુરતમાં કવિ નર્મદાશંકર વિગેરે, નવા વિચારો લઇને આવ્યા. તેમણે જ્ઞાતિબંધન ઢીલાં કરવા માંડયાં. ઉંચી જ્ઞાતીઓમાં, પુનર્લગ્ન કરવાની સલાહ આપવા માંડી. મંદિરો, આચાર્યો, મહંતો, અને બ્રાહ્મણોથી, જાણે તેઓ કંટાળ્યા હોય; તેમ સુધારાને નામે, અવળા ઉપદેશ કરવા લાગ્યા. અલબત

મંદિરોના વહીવટ, આચાર્યોનાં અને મહંતોનાં જીવન, અને બ્રાહ્મણોનાં ચારિત્ર, સુધારવા જેવાં થઈ પડયાં હતાં; પણ કાપીને ફેંકી દેવા જેવાં નહોતાં. માથું દુઃખતું હોય; તો માથું કાપી નંખાય નહીં; પણ માથાની દવા કરાય. એવામાં પ્રગટ્યા મહર્ષિ દયાનંદ સરસ્વતી. તેઓશ્રી વેદોના ઉદ્ધારક, અને આર્યત્વને જગાડનાર, વીરપુરૂષ હતા; તો પણ વર્ણવ્યવસ્થા, સ્પર્શાસ્પર્શ અને મૂર્તિપૂજાના પાકા વિરોધી હતા. ઉંચ જ્ઞાતિમાં પુનર્લગ્ન કરવા દેવાના, હિમાયતી હતા. બાવા, સાધુ, બ્રાહ્મણો, આચાર્યો અને મંદિરોથી કંટાળેલા, અનેક જીવો, આર્યસમાજમાં ભળ્યા. ઠેકઠેકાણે ગુરૂકુળો અને વૈદિક પાઠશાળાઓ સ્થાપી. કાશીમાં અને લાહોરમાં, વૈદિક કોલેજ સ્થાપી. બ્રાહ્મણોની તથા આચાર્યોની બેદરકારી, અને નવીન વિચારોનો ઝપાટાબંધ પ્રચાર—આ બેએ, સનાતન ધર્મને ખોખરો કરી નાંખ્યો. ત્યાં આવ્યા મહાત્મા ગાંધી. તેમણે બ્રાહ્મણસંસ્કૃતિને નુકસાન કર્યું. નાસ્તીક બનતી પ્રજાને, નાસ્તીક માર્ગે દોડવા ભલામણ કરી. **“ મરકટ તે વળી મદિરા પીએ; અને આખા તેથી સૌકો બીહે. ”** ગાંડીને ભૂત વળગ્યું. પુત્રોના આચારવિચારથી, માબાપ ડરી ગયાં છે. વાણીયા બ્રાહ્મણ વિગેરે, અરસપરસ પરણવા લાગ્યા. કાગડા ખાતા

હોય; ત્યાં હંસ પોપટ ખાવા જતા નથી. તો પણ બ્રાહ્મણ, ઢેઢની સાથે બેસીને જમ્યા. સઘળું બ્રહ્મમય છે; એવું જ્ઞાન થયા પહેલાં, બ્રહ્મ અનુભવ્યું. નિશ્ચય વિનાના–જ્ઞાન વિનાના, ધણીધોરી વિનાના–સનાતનીઓ, નવીન પવનની લ્હેરોમાં ઉડવા લાગ્યા. જેને જે ઠીક લાગ્યું તે ધર્મ; એમ માનવા લાગ્યા. મહાત્મા ગાંધી મહાન્ પુરૂષ છે. પરમવંદનીય છે; પણ દેશના આચારવિચારની બાબતમાં,તેમણે સમાજને શિથીલ બનાવ્યો.

બગડયા તોપણ, વેદ–ઉપનિષદોને જે હજી માને છે; તે કાંઇક ઠીક છે. ત્યાં આવી થીઓસોફી. કાશીમાં સેંટ્રલ હિંદુકોલેજ સ્થાપી. દક્ષિણમાં 'અડીયાર' ને તીર્થ બનાવ્યું. લેડી એનાબીસાંટે અને મહેનતુ જીજ્ઞાસુઓએ, ભારતનો જુનો માલ, નવા રૂપમાં–અંગ્રેજી ભાષણોમાં, અને અંગ્રેજી ભાષાંતરોમાં, હિંદના યુવકોને આપ્યો. નવો માલ, ભારત બહાર પણ, છૂટથી વહેંચ્યો. સ્વામી રામકૃષ્ણ પરમહંસ, અને વિવેકાનંદ બ્રાહ્મણ હતા. આર્ય સમાજને, પ્રાર્થના સમાજને અને થીઓસોફીને શોભાવનારા બ્રાહ્મણો જ છે; પણ આ બ્રાહ્મણો, વર્ણાશ્રમવ્યવસ્થામાં પાકા નથી. જૈનોએ બ્રાહ્મણોનાં બંધન તોડી નાંખ્યાં છે; તો પણ તેમના વિદ્યા-ગુરૂ, હજી બ્રાહ્મણો છે. એટલે આ આખો દેશ બ્રાહ્મણદેશ છે.

કાશીમાં શીવકુમાર શાસ્ત્રી, લક્ષ્મણશાસ્ત્રી, અપ્પય દીક્ષિત, ડભોઈમાં દયારામભાઈ, અમદાવાદમાં કવિ દલપતરામભાઈ, નડીયાદમાં મનઃસુખરામભાઈ, તથા સરસ્વતીચંદ્રના લેખક, ગોવર્ધનરામભાઈ, મણીલાલ ન. ભક્તકવિ પ્રેમાનંદ, પ્રીતમ અને છોટમ, વિગેરે ૧૯મી સદીના સપુતો, ઋષિ બ્રાહ્મણ હતા. તપ, વૈરાગ્ય, અને વિદ્યા; એ તેમના જીવનરંગ હતા. વડોદરે મણિભાઇ જસભાઇ, ભાવનગરમાં ગગા ઓઝા, શામળદાસ, અને પ્રભાશંકર પટણી; જુનાગઢમાં ગોકળજીભાઇ, અમરજી દીવાન આ જમાનાના બ્રાહ્મણમુત્સદીઓ હતા. શ્રેયસ્સાધક વર્મના સ્થાપનાર, શ્રીમાન્ નૃસિંહાચાર્ય; અને બીલખાના આનંદઆશ્રમને શોભાવનાર, મહાત્મા શ્રી નથુરામ શર્મા, બ્રાહ્મણકુમારો હતા. આયુર્વેદના આભૂષણ રૂપે–બાવાભાઈ અચળજી, જંડુ ભટ્ટજી, પોપટ પ્રભુરામ, ભાવનગરમાં દવે ગોવિંદજી વૈદ્ય, બ્રાહ્મણ બાળકો હતા. મુંબઇમાં પંડિત ગટુલાલજી, ચુડામાં ધનેશ્વર ભટ્ટજી, લીમડીમાં મહાશંકર ભટ્ટજી, મોરબીમાં શાસ્ત્રી શંકરલાલ, તથા કેશવકૃતિવાળા કેશવલાલ હરિરામ; જામનગરમાં પંચીકરણવાળા રામસ્વામી, ગુરૂ વિશ્વનાથજી, શાસ્ત્રી કાળીદાસ ગોવિંદજી, અને હાથીભાઈ શાસ્ત્રી; પોરબંદરમાં જયકૃષ્ણ મહારાજ, ભાવનગરમાં

પ્રાગજી દવે, ટાણામાં પિતાંબર ભટ્ટજી વિગેરે, બ્રાહ્મણસંસ્કૃતિનાં સુંદર રત્નો હતાં. નાટકના થીએટરને શોભાવનારા—મોરબીના વાઘજી આશારામ, અને મુળજી આશારામ, તથા વાંકાનેરના નાના મોટા ત્રંબક, વીસરી જવા જેવા નથી. તે પણ બ્રાહ્મણકુળના દીપકો હતા. થીએટરમાં, મુળજી આશારામ તો, જાણે, આ યુગનો ભર્તૃહરિ ! અને ત્રંબક તો જાણે, આ યુગનો નરસી મહેતો ! મુંબઇમાં દયાશંકર ભાઈ, ગેઇટી થીએટરના શણગાર.

૧૯ મી સદીમાં રેલ્વે, તાર અને ટપાલ આવ્યાં. આગબોટો આમતેમ દોડવા લાગી. મુંબઇમાં મીલોનાં ભુંગળાં નંખાયાં. ઇ. સ. ૧૮૫૯ માં અમદાવાદમાં, સદ્‌ગત શ્રી. રણછોડભાઈ રેંટીયાવાળાએ, મીલ બંધાવી. કોલેજો અને કન્યાશાળાઓ સ્થપાઈ. છાપખાનાઓએ હિંદને પોતાનો ચમત્કાર બતાવ્યો. ત્યાં આવ્યાં ટેલીફોન, ફોનોગ્રાફ, વીજળી, આકાશે એરાપ્લેઇન અને રેડીયો. હિંદ અંજાઇ ગયો. એટલે અનાત્મતત્ત્વ તરફ વધી પડયો. આત્મતત્ત્વ—જે ભારતનું પ્રાચીન ગૌરવ, તે વિસરાઇ ગયું—તે ખોવાઇ ગયું. કયાંક છે; પણ તે—દંભપાખંડ વિનાનું હોય—એવું ઘણું જ થોડું છે.

સમાજ અત્યારે દુઃખી કેમ?--તેનાં બે કારણો. ૧. બ્રાહ્મણ પોતે. અને ૨. સમાજ પોતે. બ્રાહ્મણો, સોએ પંચાણુ

ટકા, દયામણા—લજ્જામણા, પોતાના કર્મથી ભ્રષ્ટ, લાલચુ, કામી અને ક્રોધી બની ગયા છે; વિદ્યાથી વિમુખ, અને આળસાદિ વ્યસનને, સન્મુખ બન્યા છે. કેટલાએક દુર્ભાગી બ્રાહ્મણો, સંધ્યાવંદન પણ કરતા નથી. મુસલમાન ત્રણ વખત નીમાજ પઢે; ત્યારે સુધરેલો બ્રાહ્મણ, એક વખત પણ સંધ્યા કરતો નથી. ઇસ્લામીઓ કલમો પઢે છે; પારસીઓ ધર્મમંત્ર ભણે છે; ખ્રિસ્તીઓ Lord's Prayer ભણે છે. જઇનો નવકાર મંત્ર ભણે છે; વૈષ્ણવો અષ્ટાક્ષર મંત્ર ભણે છે; અને બ્રાહ્મણો ગાયત્રી મંત્ર પણ ભણતા નથી. વૈશ્ય અને ક્ષત્રિઓ, ધનવૈભવમાં લોભાય; પણ બ્રાહ્મણોને તેમ કરવું ન ઘટે. વિરતી (વૈરાગ્ય), અને વિદ્યા, બ્રાહ્મણોની બે પટરાણી છે. આ બે રાણીઓનો જે ત્યાગ કરે; તે બ્રાહ્મણ આ યુગમાં, પાઇના પાનશેર વેચાય. કદિ બ્રાહ્મણો વેપાર કરતા હોય; તો તે વૈશ્ય-બ્રાહ્મણ છે; અને નોકરી કરતા હોય; તો તે શૂદ્રબ્રાહ્મણ છે. સાચા બ્રાહ્મણ કોઇના નોકર ન હોય. પરાધીનતાથી જીવનમાં કેટલું નુકશાન થાય છે; જીવન કેટલું કરમાઈ જાય છે; તે વૈરાગી વિદ્વાન્ બ્રાહ્મણો, બરાબર સમજી શકે છે. સિંહનાં બચ્ચાં પાંજરે—કદિ—શોભતાં નથી. માટે મરદ બ્રાહ્મણોએ, ગુલામીનાં બંધન, પહેલી તકે તોડી નાંખવાં જોઇએ.

૨. બ્રાહ્મણોના કુલક્ષણ દેખીને, સમાજ કંટાળ્યો. બ્રાહ્મણોને સુધારી લેવાને બદલે, સમાજે તેમને ફેંકી દીધા. બ્રાહ્મણો પોતાનું ક્ષેત્ર મુકીને, નિર્વાહ માટે જ્યાં ત્યાં નાઠા. સમાજનું આંધળી દળે, અને કુતરા ચાટે; એવું થયું. સમાજ બ્રાહ્મણોને પડયા મેલીને, અંત્યંજોને જમાડવા લાગ્યો. પરિણામ શું આવ્યું છે; તે દેખાય છે. દુનિયા દુઃખી થઇ રહી છે. નડીયાદના અને મીરજના ડૉકટરની સર્જરી તપાસો. કેટલી હુંશીયારીથી વાઢકાપ કરી, સડેલાં અવયવોને, તેઓ કાઢી નાંખે છે. અને તે ઠેકાણે, દવાઓ પૂરીને, નવાં અવયવો બનવાને, અનુકુળતા કરી આપે છે. હજી સારા બ્રાહ્મણો છે. નાક વિના જેમ મોઢું ન શોભે; તેમ બ્રાહ્મણો વિના ધર્મ અને દેશ, નહીં શોભે. કાંટા વિના ઘડીયાળ, નકામી છે.

આજ તો ઘણી વાતો કરી. શા માટે આ વાતો કરી? તે યાદ છે? સાંભળો—

યુધિષ્ઠિર રાજાએ રાજસુય યજ્ઞમાં તેડાવેલા, ઋષિઓનાં નામો સાંભળી, આપણે આ દેશને બ્રાહ્મણદેશ કહ્યો. પછી તેનું વર્ણન કર્યું.

પૂર્વે પણ, ઘણીવાર બ્રાહ્મણસંસ્કૃતિ સંબંધી લખ્યું છે. તેમાંથી થોડી નોંધ આપું—

વિદ્યાભ્યાસ અને ગુરૂને ઘેર વાસ. નવી જુની સંસ્કૃતિ.
દશમસ્કંધની ટિકા પાનું ૧૬૨૫ થી ૧૬૨૯.
બ્રાહ્મણોની વિપરીત દશા. પાનું ૧૭૨૬.
આપ્ત દ્વિજ-લગ્ન પહેલાં રૂક્ષ્મણી પોતાના હૃદયની વાત,
માતપિતાને કરી શકયાં નહીં; પણ બ્રાહ્મણને કરી છે.
બ્રાહ્મણ એટલે માતાપિતાથી પણ ઊંચું સ્થાન.
દશમ સ્કંધ પાનું ૧૯૧૩.
રૂક્ષ્મણીના સંદેશા લાવનાર બ્રાહ્મણના શ્રીકૃષ્ણ પગ ચાંપે છે. પાનું ૧૯૧૫.
સંતોષ રાખીને રહેવું; તે બ્રાહ્મણનો પ્રાચીન ધર્મ છે.
દશમ સ્કંધ પાનું ૧૯૧૬.
બ્રાહ્મણો સંબંધી. દશમ સ્કંધ પાનું ૨૩૧૩.
ભારતની સંસ્કૃતિ. ,, ,, ૨૪૩૧.
બ્રાહ્મણો. ,, ,, ૨૭૨૯ અને ૨૭૭૭.
ગુરૂ સંબંધી નિર્ણય ,, ,, ૨૭૮૭.
બ્રાહ્મણોના સન્યાસ વખતે, પત્ની જનીની બને છે.
દશમ સ્કંધ પાનું ૨૯૮૮.
બ્રાહ્મણો અને હિંદુસ્તાન હર્ષવર્ધન, ભોજ વિ. ,, ,, ૩૦૭૦
ગુરૂપદ બ્રાહ્મણોનું છે; તે ઝુંટવી લેવા,
ભારે પ્રયત્ન થયા છે. એકાદશ સ્કંધ પાનું ૧૧૬૪

| | | | |
|---|---|---|---|
| બ્રહ્મવર્ચસ્ શું છે ? | „ | „ | ૧૬૧૬ |
| બ્રાહ્મણની આજીવિકા સંબંધી | „ | „ | ૧૬૩૮ |
| બ્રાહ્મણ જન્મનું કર્તવ્ય | „ | „ | ૧૬૩૯ |
| બ્રાહ્મણો શું ? | „ | „ | ૧૬૪૫ |
| બ્રાહ્મણના આપદ્ ધર્મ | „ | „ | ૧૬૫૧ |
| સંસાર બગીચે માળી નથી; ધર્મમાં બ્રાહ્મણ દંપતી નથી. | „ | „ | ૨૨૫૮ |


રાજની હદ દબાય; ત્યારે રાજા તન મન ધન, કુરબાન કરી નાખે; તેમ ધર્મ–મર્યાદાઓ લોપાય; ત્યારે બ્રાહ્મણોએ તન મન અને ધન, કુરબાન કરી નાંખવાં જોઇએ. હજી નહીં જાગો; તો દુઃખ વધી પડશે.

**છેલ્લી વાત**—જે ખેડુને, પોતાની ખેડ સારી કરવી હોય; તે સારા બળદ રાખે છે. સાંતી, હળ વિગેરે હથીઆરો પણ, સારાં સારાં રાખે છે. ધાંયજો પણ, બુઠ્ઠો અસ્ત્રો લઇને હજામત કરવા જતો નથી. માટે બ્રાહ્મણોએ, પોતાના ધંધાને ખીલવવા માટે, સારાં પુસ્તકો ખરીદવાં જોઇએ. 'માગ્યાં મળશે; તો વાંચશું;' તે વાતમાં કાંઈ દમ નથી. યોદ્ધાઓને ઘોડું ઘરનુંજ જોઇએ. પુરૂષોને સ્ત્રી પોતાનીજ જોઇએ. એક બાઇને, બે ભાઈ પરણી શકતા નથી. તે પ્રમાણેજ પુસ્તક પોતાનુંજ જોઇએ. સંસારમાં કામ કરનારને, માંડ

અવકાશ મળે. આ અવકાશ વેળાએ, પુસ્તક હાજર હાજર હોય; તોજ વંચાય. અથવા વાંચવાની મજા આવી હોય; ત્યાં પુસ્તકનો માલીક, પુસ્તક લેવા આવે; તો તુરત પુસ્તક આપી દેવું પડે. જરૂરનાં પુસ્તકો, માત્ર વાંચવાનાંજ ન હોય. વાંચીને વિચારવાનાં હોય. માટે બ્રાહ્મણોએ, પોતાનો ઉદ્ધાર કરવો હોય; તો ઘી ન ખાવું–ગોળ ન ખાવો; પણ પોતાને ગમતું પુસ્તક તુરત લેવું.

વાંચનનો કચરો—આજકાલ પ્રેમની કથાઓ અને મોજમજા વધે એવાં નોવેલો, બહુ છપાય છે. તે દુર્જનો કરતાં પણ ભૂંડાં છે. દુર્જનો ઘણે ભાગે અભણ હોય છે. અને આ પુસ્તકો, ભણેલા ગણેલા, ગમારોથી લખેલાં હોય છે. ગમારો કેમ ?-તો તેનો જવાબ એટલોજ કે–આવા ભયંકર દેશકાળમાં, પડી જતી પ્રજાને, પડી જવાને રસ્તે, તે દોરી રહ્યા છે. વિદ્યાના ઘમંડમાં, તેઓ દેખી શકતા નથી; પણ દુનિયાના દરેક ધર્મને પૂછી જુએ; તો તેનો જવાબ મળી શકે એમ છે કે–'માંદાઓને મીજબાની ન અપાય. પેંડા બરફીનાં ભોજન, માંદાઓને અપાય નહીં.' અત્યારે દુનિયા દુખી દુઃખી છે. દવાખાનાં ઓછાં થાય; એવા આરોગ્યના ઉપદેશની, પ્રજાને જરૂર છે.

પોતાનું કલ્યાણ ચાહનારાને, કહેતાજ રહો કે-'**ગમ ખાઓ; અને કમ ખાઓ.**' ગમ ખાનારા, અનેક કજીયામાંથી બચી શકે છે; અને કમ (ઓછું) ખાનારા, મંદવાડમાંથી બચી શકે છે. દીવા જેવી વાતો છે. તેમાં શંકાને સ્થાન નથી. નિશાળોમાં, કોર્ટોમાં અને દેવમંદિરોમાં-**ગમ ખાઓ, અને કમ ખાઓ** નાં-પાટીયાં ચોડી દ્યો. આ ગમારો, નાટક સીનેમાની માફક, પ્રજાને ઉપદેશ આપવાનો ડોળ કરે છે; પણ તેમના ઉપદેશમાં, વિષય વાસનારૂપી ભૂખી ડાકણ, છુપાઇને બેઠી છે; તેને તે, દેખી શકતા નથી.

હિંદુધર્મ કહે છે કે—'તમારે ઘરે બનાવેલું, પવિત્ર સાદું અન્ન જમો.' આ આજ્ઞાનું પાલન થતું હોય; તો હૉટલો, લોજો, અને એવાં બીજાં, પ્રજાને પાયમાલ કરનારાં ભોજનગ્રહો, ભાંગી પડે. 'ઉનાં ઉનાં ભજીયાં,' 'ગળચટા ગાંઠીયા', 'નખોદીયો ચેવડો', વિગેરેની ફેરી ખાનારા, પ્રજાને પાયમાલ કરનારા ધંધામાંથી, પાછા વળી જાય. અમદાવાદ અને એવાં બીજાં મોટાં શહેરોનાં સ્ટેશનોમાં, રેલ્વે ગાડી ઉભી રહે છે કે-તુરત-'ભેમણીયા ચા.' 'ભેમણીયા બીસ્કીટ' 'ભેમણીયા લેમન,' વિગેરે પાયમાલ કરનારા પોકારો સંભળાય છે. આ ધંધાઓ, એકદમ બેસી જવા જોઇએ.

શા માટે આ વાત કરી? જુઓ ઉપર 'વાંચનનો

કચરો.' 'બ્રાહ્મણોએ ગમે એવી નાણાં ભીડમાં પણ, પોતાને ગમતાં પુસ્તકો ખરીદી લેવાં.' એમ ઉપર કહ્યું. તે સાથે એમ પણ કહ્યું કે-'પુસ્તકોના વાંચનથી, વિષય લોલુપતા વધે; એવું વાંચન, કદિ વાંચવું નહીં. નાટક, સીનેમાની અથવા નોવેલોની, ઉપદેશથી ભરેલી વાતો પણ, વાંચવી નહીં. કારણ કે આ ઉપદેશમાં, પ્રજાને રાજી કરવા, ઠેકઠેકાણે વિષયની ગંધ ભરેલી હોય છે. જીવને ઊંચે ચડતાં વાર લાગે છે; નીચે પડી જતાં વાર લાગતી નથી. સારી વાત, સો વખત કહો; તોપણ તેનું પાલન થાય નહીં; અને ભુંડી વાત, એક વખત કહો; અને તક મળે; તો તે સાંભળનાર, તરત ભુંડો થઇને ઉભો રહે છે.

આ વાત બ્રાહ્મણોએ બરાબર સમજી લેવી જોઇએ; અને પછી, જેમ ડૉક્ટર જેને જેવી ઘટે; એવી દવા આપે છે; તેમ પ્રજાને અધિકાર પ્રમાણે, ઉપદેશ કરવો જોઇએ.

**મોક્ષપત્રિકા**—આ જમાનાને, સાચવી લે; એવું મોક્ષપત્રિકા નામનું માસીક, અહીંથી પ્રગટ થાય છે. તેનું લવાજમ, આવા મોંઘવારીના વખતમાં પણ, વધ્યું નથી. ૨-૩-૦ છે. જેમ હવા પ્રકાશની જરૂર છે. તેમ દરેક બ્રાહ્મણના ઘરમાં, તેની જરૂર છે. તે આવવુંજ જોઇએ. પ્રજાને આપી શકાય; એવા અનેક વિચારો, તેમાં ભર્યા છે. પ્રજાનાં જીવન, ધર્મહીણ (સુકાં) થઈ ગયાં છે. પ્રજાનાં જીવન, હરિયાળાં-

લીલાં રાખવા માટે, તેમને પત્રિકા ભાવથી સંભળાવવી, અગર પરભારી મંગાવવાની ભલામણ કરવી. કે જેથી, અહીં થતી કથા, તેમને ઓરડે સંભળાય. તેમનાં કર્તવ્યોમાં ધાર્મિક રસ પૂરાય. જીવન ધર્મમય થાય.

પોતાનો ધંધો ધીખતો રાખવા; સૌ પ્રયત્ન કરી રહ્યા છે; તો આચાર્યો અને બ્રાહ્મણો, કાં ઉંઘે? કાં પ્રજાના પગ નીચે કચરાય? કાં પરમવંદનીય પદ ખોઈ નાંખે?

આ **એલાર્મબેલ** હું વગાડી રહ્યો છઉં. આ આફતનો ઘંટ હું વગાડી રહ્યો છઉં. આપ સૌ સાવધાન થઈ જાઓ! એવી આ નમ્ર પ્રાર્થના છે. ઘણા અનુભવ પછી, એમજ લાગ્યું કે-ત્યાગી વિદ્વાન્ બ્રાહ્મણો વિના, પ્રજાનું દુઃખ નહીં ભાંગે. ઉઘાડે માથે અને ઉઘાડે પગે Bure headed and bure footed–સાદા સરલ બ્રાહ્મણો દેશમાં ઘુમશે; ત્યારે શાંતિ થશે. માટે આપને સૌને, પ્રાર્થના કરી રહ્યો છઉં. પ્રભુ આપને સૌને સદ્બુદ્ધિ આપે. બાદ ઘણાજ હેતથી જયશ્રીકૃષ્ણ.

સંવત ૧૯૯૭ બળેવ. } લી. **રામશંકર મોનજી ભટ્ટ.**

**નોંધ**—'સંસાર બગીચે માળી નથી'; તે પુસ્તક અવશ્ય વાંચજો. કીંમત ૭ પાઇ છે. (પોસ્ટેજ નવ પાઇ).

# મોક્ષમંદિરમાંથી પ્રગટ થએલાં તત્ત્વજ્ઞાનન

વિવેકચૂડામણિ ... ... ... ... ૧-

પાતંજલ યોગદર્શન ... ... ... ... ૨

વેદાંતકેસરી ૧-૪-૦ અપરોક્ષાનુભૂતિ ૦.

તત્ત્વબોધ અને આત્મબોધ-દરેકના ... ... ૦.

ચર્પટપંજરિકા અને મોહમદ્ગર-દરેકના ... ... ૦-

હું કોણ? મરણ અને મરણ પછી શું થાય છે? દરેકના ૦-

બ્રહ્મસ્તુતિ, ઉપનયન સંસ્કાર, મહિમ્ન સ્તોત્ર-દરેકના ૦-

તત્ત્વજ્ઞાનની પ્રથમ પોથી, ગર્ભોપનિષદ્, છ દર્શન શું છે? પ્રાણતત્ત્વ,--દરેકના ૦=

શરણાંગતિ બે ભાગ-દરેકના, અને રંડાપો ૦=

મરવું કેવી રીતે? બે ભાગ-દરેકના! ૦-૨

ધાર્મિક પ્રથમપોથી, બીજી પોથી, પ્રભુ કેમ દૂરના દૂર? વેદાંતના એકડા, દ્વેષના દિકરા. મુમુક્ષુની મુંડી, વર્ણવ્યવસ્થા, સાઠ વરસે શું કરવું? વિધવાઓને, રત્નોની ટોપલી-દરેકના ૦-૮

તમે ક્યાં છો? દેવ બનવાની કુંચી, શ્રાદ્ધ-દરેકના ૦-૮

મૂર્તિપૂજા અને મંદિરો શું છે, મહિમ્નઃ, શકોદય-દરેકના ૦-

મોક્ષપત્રિકા માસીક-લવાજમના ૨-

પાકા પુંઠાથી બંધાવેલી પાછલી ફાઇલો તૈયાર છે-દરેકના ૨-

